રમુજે દીલખુશ હીકમત ઉર્ફે બાવન

# અજાયબી અખ્તરા.

## ભાગ ૧ લો.

છપાવી પ્રગટ કરનાર,
ભટ. હરીલાલ ભગવાનલાલ. વૈદ્ય.
આરોગ્યવર્ધક ઔષધાલય.
માણસા. તા. મહીકાંઠા. પ્રાંત. ગુજરાત.

રોગ અને રિપુતણી, વૃદ્ધિ નવ અટકાય;
(તો) આળસથી ધીમે ધીમે, જીવની હાની થાય.

અમદાવાદ.
"વિજય પ્રવર્ત્તક પ્રેસ."

સંવત ૧૯૫૪. સને ૧૮૯૭.

કીમત બે આના.

૬૬૪૪

# ॐ परमात्मने नमः

# અજાયબી અખતરા.

## (ભાગ ૧ લો.

૧. **અગ્ની વિના પાણી ગરમ કરવું**—એક મોટી બાટલીમાં અડધું પાણી ભરવું પછી તેમાં ધીમે ધીમે સલફ્યુરીક એસીડ (ગંધકનો તેજાબ) નાંખવો જેથી થોડીવારમાં બાટલી એટલી ગરમ થશે કે હાથમાં પકડાઇ શકાશે નહી.

૨. **અગ્ની વગર ચાહ તૈયાર કરવો**—તાજા કળી ચુનાના ગાંગડા લઇને તેની ઉપર ચાહની કીટલી અથવા વાસણ મુકવું. બાદ પેલા ચુનામાં થોડું પાણી નાંખશો તો ચુનાની ગરમીથી થોડીવારમાં પેલી ચાહ ગરમ થઇ ઉકળવા માંડશે.

૩. **આતશી ગોળો**—એક રકાબીમાં પાણી ભરીને ૩) ત્રણ ગ્રેન પોટાશીઅમનો કડકો નાંખવો જેથી થોડી વારમાં એક અવાજ થઇ પોતાની મેળે સળગવા માંડશે અને પાણીની સપાટી ઉપર આતશી ગોળાની માફક આમ તેમ ફર્યા કરશે. યાદ રાખવું કે પાણીની નજદીક છેક મોઢું રાખવું નહીં. કારણ વખતે પોટાશીયમ પાણીથી ઉંચે ઉડે છે.

૪. **ત્રણ ધાતુઓ પોતાની મેળે સળગાવવાની યુક્તિ**—

પોટાશીયમ ૨ ગ્રેન સોડીયમ ૨ ગ્રેન તેની અંદર થોડો પારો નાંખી થોડી વખત હલાવ્યા કરવું જેથી થોડીવારમાં જોરથી સળગી ઉઠશે. યાદ રાખવું કે ત્રણ ધાતુઓને હલાવતી વખત દુરથી કામ કરવું.

**૫. ઉધેઇ યા બીજા જીવજંતુથી કપડાંને સાચવવાની રીત**—કપુર અને તે સાથે થોડાં ગરી મુકી કપડાંની પેટી અથવા કબાટમાં મુકવું જેથી એવા જંતુઓથી બચાવ થશે. તથા ખરાબ હવા પણ દુર થશે.

**૬. અનાજ વધારે પકવવાની રીત**—જે બીયાંને રોપવાં હોય તેને સુરાખારના પાણીમાં પલાળીને સુકવી નાંખવાં. આ બીયાંને રોપવાથી પાક સારો ઉતરશે કારણ તે બીયાંને જીવ જંતુઓ ખાઇ શકતાં નથી.

**૭. પરવાળાં બનાવવાની યુક્તી**—રાળ આઠ ભાગ અને હીંગળોક બે ભાગ એ બેઉને પીગળાવી જેવો આકાર કરવો હોય તેવો કરવો. આ મિશ્ર સીમીંટના કામમાં પણ ઉપયોગી થશે.

**૮. આતસી દરીઆવ**—એક સાકરના ગાંગડા ઉપર ક્લોરાઇડ ઇથરનાં થોડાંક ટીપાં નાંખી એક ગરમ પાણીના ગ્લાસમાં તે મુકો જેથી થોડીવારમાં દરીયાઇ વહેતો દેખાવ માલુમ પડશે. તેમાં જો ફુંક મારશો તો દરીઆવમાં મોજાં ઉથલ પાથલ થતાં માલુમ પડશે.

**૯. એક જાતના પાણીથી કપડાંના જુદાજુદા રંગ કરવા વિષે**—સલફયુરીક એસીડ ડીલ્યુટ, ગંધકના તેજાબનું પાણી આ પાણીમાં થોડીક ગળીને પીંગળાવવી પછી તેમાં બાયકારબોનેટ ઓફ પોટાસનું પાણી મેળવવું આ પાણીમાં સફેત કપડું બોળવાથી બ્લુરંગનું થશે પીળા રંગનું બોળવાથી લાલ રંગનું થશે અને રાતું

કપડું બોળવાથી જાંબુડા રંગનું થશે.

**૧૦. રૂમાલ અથવા કાગળને બળતો દેખાડી અસલ સ્થીતિમાં રાખવાની રીત**—એક રૂમાલ અથવા કાગળના કટકાને (સ્પીરીટ) બ્રાન્ડીમાં બોળી કાઢી પછી તેને સળગાવવો જેથી થોડી વારમાં બળતુ લાગવા માંડશે જ્યાં સુધી બ્રાન્ડી બળશે ત્યાં લગી ઉપલી ચીજો સળગશે નહી. માટે બળતું સઘળી બાજુ ફરી વળે કે તુરત ઓલવી નાંખવું.

**૧૧. કપડામાં મુકવાની ખુશબોદાર થેલી**—કેવડાની જડની ભુકી ધાણા ગુલાબનાં સુકાં ફુલ તજ અને લવીંગ આ ચીજો સરખેવજને લઇ તેનું ચુર્ણ કરવું પછી તેમાં થોડાં ટીપાં લવંડરનાં લીંબુનાં, અને નારંગીના તેલનાં નાંખવાં બાદ તેને થેલીમાં ભરી કબાટ અથવા બોક્ષમાં મુકવાં જેથી કપડાં ઘણાં સુવાસીક અને મજેહદાર રહેશે.

**૧૨. કાગળ સળગી નહી ઉઠે તેમ કરવાની રીત**—લખેલા કોરા છાપેલા અથવા રંગીન કાગળોને ફટકડીના પાણીમાં બોળી કાઢી સુકવી નાંખવા આ કાગળો જલદીથી સળગી ઉઠતા નથી.

**૧૩. કાચના વાસણને સાફ કરવાની રીત**—વાસણને ચંડા પાણીમાં બોળીને કોલસાની ઝીણી ભુકીથી માંજી કાઢી પાણીથી ધોઇ સાફ કરવાં ગરમ પાણીથી કાચ ઝાંખો પડે છે માટે બનતા લગી ઠંડુ પાણી વાપરવું.

**૧૪. શીશાનો બુચ સહેલથી** કાઢવાની રીત—બુચની ઉપર જરા મીઠું તેલ અથવા ખોપરેલતેલ નાંખવું પછી તેને થોડી વાર ગરમી આગળ રાખવું જેથી તેલ બાટલીના સાંધાઓમાં દાખલ થવાથી બુચ નરમ થશે અને જલદીથી નીકળી જશે.

**૧૫. કાંદાં (ડુંગળી) નો વાસ તથા તીખાસ કાઢવાની રીત**—જોઇએ તેટલા કાંદા લઇ તેને છોલીને કાપવા પછી તેને પાપડખારના પાણીમાં બે ત્રણ કલાક ભીંજવી રાખવાં પછી તેને ચોખા પાણીથી બે ત્રણ વખત સાફ કરવાં દર શેર કાંદાએ બે તોલા પાપડખાર લેવો.

**૧૬. કાંદાનુ સ્વાદીષ્ટ કચુંબર બનાવવાની રીત**—કાંદાને છોલી સાફ કરી છીણીવતી ઝીણા તાર કરવા પછી તેમાં થોડું નીમક નાંખી ખુબચોળી કપડેવતી નીચોવી કાઢવા પછી તેમાં નીમક-મરચું કોથમી ફુદીનો લીંબુનો રસ અથવા કોઇપણ જાતનો સીરકો નાંખવો.

**૧૭. પાણી ઉપર બળતું બાળવાની યુક્તિ**—થંડા પાણીના ભરેલા ગ્લાસમાં થોડું ઇથર નાંખવું પછી તેને દીવાસળીવતે સળગાવવું એટલે પાણીની સપાટી ઉપર બળતું બળ્યા કરશે. તેનો ધુમાડો નહી લેવાય તે માટે સાવચેતી રાખવી.

**૧૮. રીત બીજી**—ઉપર પ્રમાણે ગ્લાસમાં કપુરનો કટકો મુકી સળગાવવો જેથી તે પણ પાણી ઉપર બળ્યા કરશે.

**૧૯. રીત ત્રીજી**—જાડા કાચની રકાબીમાં થોડો ગંધકનો તેજાબ નાંખવો પછી તેની ઉપર સોડીઅમનો કડકો મુકવો બાદ તેમાં ચાર પાંચ ટીપાં પાણીનાં નાંખવાથી બળતું થશે.

**૨૦. કાગળપરથી શાહીના અક્ષર અથવા ડાઘ કાઢવાની રીત**—ટારટરીક એસીડ અથવા સાઇટ્રીક એસીડનું પાણી ડાઘ ઉપર ચોપડવું પછી તેના ઉપર ચોખા પાણીએ ધોવાથી તદન ડાઘ જતા રહેશે.

**૨૧. કપડાનો ગયેલો રંગ પાછો લાવવાની રીત**—જે કપડું કોઇ પણ એસીડથી ખરાબ થઇ રંગ જતો રહ્યો હોય તેને સાલવોલેટાઇલ (સ્પીરીટ એમોનીઆ એરોમેટીક) ની અંદર બોળી કાઢી પછી સાફ પાણીથી ધોઇ નાંખવું એટલે અસલના રંગ જેવો પાછો દેખાશે.

**૨૨. કપડાને કાળો રંગ આપવાની રીત**—માયફળનો ભુકો એક શેર, પતંગનુ લાકડું બશેર, હીરાકશી અડધો શેર પાણી આઠશેર એ બધાંને મેળવી બે કલાક સુધી ઉકાળવું પછી ગાળીકાઢી જે કપડાને રંગ આપવો હોય તેને તેમાં બોળી કાઢવું.

**૨૩. ઉનના કપડાપરથી વાઇનના ડાઘ કાઢવાની રીત**—ડાઘ વાળા કપડાને ઉકળતા દુધમાં બોળી કાઢી ચોખા પાણીએ ધોવાથી તદન ડાઘ જતા રહેશે.

**૨૪. લોઢાની ચીજોને કાટથી ખવાઇ જતી અટકાવા વિષે**—લોઢાનાં હથીઆરો અથવા ચીજોને કળીચુનાના ભુકામાં રાખવાથી બીલકુલ કટાતાં નથી અને ઘણા વખત લગી તેજદાર રહેશે.

**૨૫. કાચ સહેલથી કાપવાનો રીત**—એક દોરીને ટરપીનટાઇનમાં બોળીને કાચ કાપવો હોય તે પ્રમાણે બાંધવી પછી તે દોરીને સળગાવી મુકવી એટલે તે કાચને દાબવાથી તે પ્રમાણે કપાઇ જશે.

**૨૬. લોઢાને સીસાની પેઠે પીંગળાવવાની રીત**—લોઢાના સળીઆને લાલચોળ ગરમ કરી ચીપીઆવતે પકડવો પછી તેની ઉપર ગંધકની લાકડી લગાડવાથી સળીઆમાંથી પાણીની માફક ટીપાં પડશે.

**૨૭. બળતો પહાડ બનાવવાની યુકિત**—સુરોખાર ૩,

તોલા ક્રીમ ઓફ ટારટર ૩ તોલા થુવરના કોલસાનો ભુકો ૪ તોલા મેળવી એક ઢગલો કરી મથાળેથી સળગાવવો–તો બળતા પહાડની માફક તેમાંથી ધુમાડો અને રોશનીના ભભુકા નીકળશે. ઉપરના વજન પ્રમાણે વધારે ઓછો બનાવવો હોયતો બની શકશે.

**૨૮. વાઇનદારૂ ઉપર પાણીનો અખતરો**—એક સાંકડા મોની બાટલીને વાઇનથી છેક મોઢાલગી ભરવી પછી તે બાટલીને પાણી ભરેલા વાસણમાં મુકવી તે એવી રીતે કે બાટલીના મોડા સુધી પાણી આવે. થોડી વારમાં બાટલીમાંનો વાઇન બહાર નીકળશે અને તેને બદલે પાણીથી ભરાઇ જશે. આ બનાવ પાણી વાઇન કરતાં ઘણું ભારે હોવાથી બને છે.

**૨૯. બત્તીનો ધુમાડો નીકળતો બંધ કરવાની યુક્તી**—બત્તીને જલદ સરકામાં પલાળીને સુકવવી આ બત્તીને વાપરવાથી ધુમાડો નીકળતો બંધ થશે.

**૩૦. બત્તીને બુજવી પોતાની મેળે સળગાવવાની રીત**—એક વાસણમાં થોડો ગંધક નાંખી પીગળાવવો અને તેમાં અડધા ભાગે સુરોખાર મેળવવો આ મિશ્રમાં બત્તીઓ ભીંજવી કાઢવી આ બત્તીની જોતને સળગાવી બુજવી નાંખશો તો પાછી પોતાની મેળે સળગશે.

**૩૧. બળતા અક્ષરો**—ફોસફરસના એક કટકાવતી અક્ષરો અથવા ચીત્ર લખવાં પછી તેને અંધારામાં લઇ જવાથી ઘણા ચળકતા અક્ષરો અથવા ચીત્રો દેખાશે. યાદ રાખવું કે ફોસફરસ સળગી નહીં ઉઠે માટે વારે વારે તેને પાણીમાં રાખવું—ઘણી વખત તે પાણીની બહાર રહેવાથી આપો આપ સળગી ઉઠે છે.

**૩૨. બળતો ફુવારો**—એક ગ્લાસમાં ૧૫ ગ્રેન જસતનાં

ફુલ તથા ૬ ગ્રેન ફોસફરસના કડકા નાંખો અને બીજા ગ્લાસમાં ૨ ડ્રામ પાણી તથા ૦ાા ડ્રામ ગંધકનો તેજાબ નાંખો આ બંને ગ્લાસો એક અંધારા ઓરડામાં જઇ બંનેની મેળવણી એકત્ર કરશો તો થોડા વખતમાં એક ઝગઝગતો બળતો ફુવારો નજરે પડશે.

**૩૩. બાટલીમાં ઈંડું ઉતારવાની રીત**—એક ઇંડાને જલદ સરકામાં ૬ કલાક સુધી બોળી રાખવું એટલે તે નરમ થશે તે વખતે સાંકડા મોંની બાટલીમાં ઉતારવું પછી તેની ઉપર ઠંડુ પાણી નાંખવું એટલે પાછુ અસલ સ્થીતીમાં હતું તેવું બાટલીની અંદર થશે.

**૩૪. બળેલા દોરાપર વીંટી ટાંગવાની યુક્તિ**—મીઠાના પાણીમાં દોરીને સાત આઠ વખત પલાળીને સુકવવો પછી તેને એક છેડે વીંટી બાંધી અધરસ્થીર લટકાવવો પછી તે દોરાને બાળીશું તો પણ વીંટી ટંગાઇ રહેશે.

**૩૫. આતશી જવાળા**—લાઇકોપોડીઅમ હાથમાં લઇ બત્તીની ઉપર છાંટવો તેથી વીજળીની માફક ભડકા થશે.

**૩૬. રીત બીજી**—રાળ ૪ ભાગ કપુર ૧ ભાગ દારૂ ૨ ભાગ એ સઘળાંને મેળવી બત્તી ઉપર છાંટવાથી ઉપર પ્રમાણે ભડકા થશે.

**૩૭. લીંબુ અથવા વીંટી કુદાવવાની યુક્તિ**—એક પોલી વીંટીમાં અથવા લીંબુમાં પારો ભરી તેનું મોંઢુ મજબુત બંધ કરવું તેને બત્તીની અથવા દેવતાની ગરમી આપવાથી પોતાની મેળે કુદવા માંડશે.

**૩૮. કેરીની ગોટલીમાંથી તુરત આંબો ઉગાડવાની યુક્તિ**—એક કેરીના ગોટલાને ચણાના ખારના દસબાર પુટ આપવા આ ગોટલીને મટોડીમાં દાટી પાણી છાંટવાથી તુરત આંબાનું ઝાડ ઉગી નીકળશે.

**૩૯. જાદુઇ ફુંક**—પાણીમાં થોડોક કળીચુનો મેળવી તેને ઠ-રવા દેવો પછી તે ઉપરનું નીતર્યું પાણી કપડાથી ગાળી લેવું. આ પાણીમાં એક નળીથી ફુંક મારશો તો તે પાણી થોડા વખતમાં સફેત દુધ જેવું થઇ જશે.

**૪૦. જાદુઇ દીવો**—એક ભાગ ફોસફરસ અને છ ભાગ મીઠું તેલ એક સફેત બાટલીમાં ભરી મજબુત બુચ મારવો પછી તે બાટલી ગરમ પાણીમાં આશરે બે કલાક રાખવી. આ બાટલીનો જ્યારે ઉપયોગ કરવો હોય ત્યારે અંધારામાં બુચ ખોલવાથી પ્રકાશ માલમ પડશે કે જેથી ઘડીઆળ પણ જોઇ શકાય છે.

**૪૧. ગુલાબના ફુલને સફેત કરવાની રીત**—ગુલાબના ફુલને દીવાસળીથી અથવા ગંધકની ધુણી આપવાથી સફેત થશે પા-છું તેને પાણીમાં થોડીવાર બોળવાથી અસલ ગુલાબી થશે.

**૪૨. પૈસાને વગર દેવતાએ કાપ્યાવગર સેંકડો કટકા કરવા વિષે**—એક ત્રાંબાનો પૈસો લઇ આઠ આની ભાર નાઇટ્રીક એસીડમાં નાંખવો જેથી થોડીવારમાં ધુમાડો થઇ પૈસો પીંગળી જશે.

**૪૩. જમીનપર પૈસો અથવા રૂપીઓ ચોટાડવાની યુક્તિ**—થોડા ફટકડીનો ભુકો લઇ તેને જમીનપર મુકી ઉપર પૈસો અથવા રૂપીઓ મુકવો તેને થોડીવાર ગરમી આપવાથી જમીન સાથે સજડ ચોટી જશે એતે અજાણ્યો માણસ ઉપાડવા જતાં નહીં ઉ-પડવાથી હસાહસ જેવું થશે.

**૪૪. માખોને નાશ કરવાનો ઉપાય**—એક રકાબીમાં થોડાં કાળાં મરીનો ભુકો ખાંડ એક ચમચો તથા બે ચમચા દુ-ધની મલાઇ મેળવી માંખોવાળી જગામાં રકાબીને મુકવી.

**૪૫. માંકણ નાબુદ કરવાની દવા**—કારબોનીક એસીડનું પાણી છાંટવાથી માંકણ તથા બીજા જંતુઓ નાશ પામશે તેમજ ખરાબ હવાને શુદ્ધ કરશે.

**૪૬. રીત બીજી**—સ્પીરીટ અડધી બાટલી કપુર બે ઔંસ ટરપીનટાઇન ચાર ઔંસ અને રસકપુર અડધો ઔંસ મેળવી માંકણવાળી જગ્યાએ લગાડવું.

**૪૭. રીત ત્રીજી**—કપુરનું પાણી રેડવું અથવા ગંધકની ધુંમાડી આપવાથી પણ માંકણ દુર થશે.

**૪૮. કીડીઓને તથા ઝેરીજંતુઓને નાબુદ કરવાના ઉપાય**—કપુરને સ્પીરીટ સાથે પીગળાવી તેમાં થોડું પાણી મેળવી કીડીઓવાળી જગાએ છાંટવું.

**૪૯. રીત બીજી**—ક્રીઓસેટ તેલમાં ચીંથરાં બોળી ઝાડને લપેટવાથી કીડીઓ ચઢી શકતી નથી.

**૫૦. ઉધેઇ દુર કરવાના ઉપાય**—તમાકુનાં પાંદડાં તથા ડાંખળાંને ખુબ ઉકાળી તે પાણી ઉધેઇવાળી જગ્યાએ રેડવાથી તે જગ્યાએ કદી ઉધેઇ થતી નથી.

દુહો.

રસવિસ ગંધક ઓર હરતાળ, ત્રિકુટા ત્રિફળા ઓર ભૃંગરાજ;
જમાલ મિલાયકે બાંધે ગોળી, કહે ગોરખ યહ ઘોડા ચોલી.

**૫૧. ઘોડા ચોલીની બનાવટ તથા અનુપાન**—શુદ્ધ, પારો, શુદ્ધ હરતાળ શુદ્ધ ગંધક, શુદ્ધ વછનાગ, પીપળીમુળ, મધુ પીપલી, ટંકણખાર, હરડે, બહેડાં, આંબળાં, સુંઠ, સફેત નિરગસી, આ સઘળાં ઔષધો સરખે વજને લઇ બારીક ખાંડી તેનું ચુર્ણ કરવું પછી તેને ભાંગરાના રસમાં ૭ દીવસ ખરલ કરી મરી પ્રમાણે

ગોળીઓ વાળવી. આ ગોળી જુદા જુદા અનુપાન સાથે બરાબર લેવાથી ઘણી જાતનાં દરદોને નાબુદ કરે છે. આ ગોળી એક સવારે અને એક સાંજે મહીના લગી ખાયતો ભુખ ઘણી લાગે જઠરાગ્ની પ્રદીપ્ત થાય. જે સ્ત્રીને સંતાન થતુ ન હોય તે જો ઋતુકાળ નહાયા પછી દીન ૩ ખાયતો ગર્ભ રહે—આ ગોળી ગાયના ઘી સાથે ખાયતો અજીર્ણ જ્વર દૂર થાય. આ ગોળી દહી અને દાડમ સાથે ખાયતો સંગ્રહણી અને મરડાનો રોગ જાય—આ ગોળી જેનું પેટ પત્થર જેવું કઠીણ હોય તે જો પાણીમાં ઘસી લેપ કરેતો પેટની પીડા તથા કઠીણતા દુર થાય. આ ગોળી આદુના રસની સાથે ખાયતો સઘળી તરેહના વાયુના રોગ જાય. આ ગોળી સુંઠની સાથે ઘસી વીંછીના ડંખ ઉપર લગાડેતો વીંછીનું ઝેર તુરત દુર થાય. આ ગોળી અળસીના ચુરણ સાથે ખાયતો તાવ જ્વર જાય. આ ગોળી જીરા સાકર સાથે ખાયતો ઘણા લાંબા વખતનો જ્વર દુર થાય. આ ગોળી સીંદુર ૧ તોલો તથા ઘી ૧ તોલા સાથે બે ગોળી મેળવી ઘસી લગાડેતો મુખના ખીલ તથા કરોળીયા દુર થાય. આ ગોળી કાળાંમરી સાથે ઘસી નાસ લેતો મૃગીરોગ. (વાઇ) જાય. આ ગોળી બહુફળીના બીજ સાથે ખાયતો મુત્રરોગ જાય બંધ પેસાબ છુટે. આ ગોળી અકલકરા સાથે ખાયતો પથરીનો રોગ દુર થાય. આ ગોળી પાનના રસ સાથે દીન ૧૫ ખાયતો ભુખ લાગે. આ ગોળી ખસખસના રસ સાથે ખાયતો વાયુનું શુળ જાય. આ ગોળી સફેત ચનોઠી તથા દાડમના રસ સાથે માથે ઘસી લગાવે તો ઇંદ્રલુપ્ત. (માથાની ટાલ) નો રોગ જાય. આ ગોળી મોચરસ તથા બદામની સાથે ખાયતો લોહી પડતું બંધ થાય. સુંઠ તથા સ્ત્રીના દુધ સાથે આ ગોળી ઘસી કાનમાં નાંખે તો કર્ણ રોગ જાય. આ ગોળી ન-

ગોડના રસની સાથે દીન ૭ ખાયતો પ્રમેહ જાય. આ ગોળી આંબળાંના ચુરણની સાથે ખાયતો ગરમીના વીકાર દુર થાય. આ ગોળી મધની સાથે ખાયતો શરીર પુષ્ટ થાય બળ અત્યંત થાય. ખારેકના બીજના ચુર્ણસાથે આ ગોળી દીન ૧૫ ખાયતો વંઝયા સ્ત્રીને ગર્ભ રહે તુળસીના રસની સાથે ઘસી આંખે લગાવેતો રતાંધળો જાય. સફેત ચણોઠીમાં ઘસી આંખે અંજન કરેતો ફુલાનો રોગ જાય. આ ગોળી તુળસી તથા દાડમની સાથે ખાયતો સુળરોગ જાય. જીરા સાકરની સાથે આ ગોળી ખાય તો શરીરને પુષ્ટ કરે. મધની સાથે આ ગોળી માસ ૧ એક ખાયતો પેટના ગોળાનો રોગ જાય. સુંઠના ચુર્ણની સાથે ખાયતો હાથરસ રોગ જાય. જાવંત્રીની સાથે આ ગોળી ખાય તો વંઝયા પુત્ર લાભ થાય. ભાંગરાના રસની સાથે આ ગોળી ખાયતો સન્નિપાતનો રોગ જાય. આ ગોરખનાથજીની ગોળી સત્ય છે. અને ગુરૂપર વિશ્વાસ રાખી બરાબર અનુપાન સાથે જો પરહેજથી સેવન કરશે તો અવશ્ય ઉપરના સઘળા રોગો જશે ઇતી ઘોડાચોલી વીધી સમાપ્ત.

ઉપરની ઘોડાચોલીની ગોળીઓ અમારા ઔષધાલયમાં બનાવેલી તૈયાર મળે છે કીમત. ચાળીસગોળીની ડબીનો રૂ ૧) એક—હરીલાલ ભગવાનલાલ વૈદ્ય માણસા.

**પ૨. ગોરખ મુંડી કલ્પ**—(ળોડીઓ કલ્હાર) ગુજરાતીમાં કહે છે. અમાસના દીવસે જડસમેત ગોરખમુંડીને ઉખાડી લાવી છાયામાં સુકાવી ચુર્ણ કરે. આ ચુર્ણ એક તોલો ગાયના દુધની સાથે દીન ૪૦ ખાયતો શરીર નીરોગી થાય ઉપરની વીધીથી એક વર્ષ લગી ખાયતો મહા બળવાન તથા પુષ્ટ થાય પરહેજથી રહે. વળી આ ચુર્ણ સાંજે પાણીમાં ભીજવી સવારે બાલોપર લેપ કરેતો ઘો-

ડા દીવસમાં વાળ કાળા થાય. આ ચુર્ણ ૨૧ દીન વિધી સાથે ખાયતો અગ્નીમાં બળે નહી તથા જળમાં ડુબે નહી. જે ગોરખમુંડીને ફુલફુલ થયાં હોય તેને ઉખાડી લાવી છાયામાં સુકાવી ચુર્ણ કરે. આ ચુર્ણ દુધની સાથે પીયેતો બ્રહ્મજ્ઞાની થાય ત્રીકાળ જ્ઞાન દર્શી મહાસીદ્ધ થાય. આ ચુર્ણને પાણીમાં ભીંજાવી આંખમાં આંજેતો નેત્રરોગ જાય. આ ચુર્ણ જવના આટાની સાથે મેળવી છાશથી રોટલી બનાવી ગાયના ઘી સાથે બે માસ અથવા વર્ષ પર્યંત ખાયતો કાયાકંચન જેવી શુદ્ધ નીર્મળ થાય પુન્યવાન થાય. પરહેજ તથા બ્રહ્મચર્ય વ્રતપાળે. ગોરખમુંડીના રસનું મર્દન શરીરે કરેતો અંગની પીડા દુર થાય. ગોરખમુંડીનાં બીજ એક તોલો રોજ ખાય. આ પ્રમાણે વર્ષ દીન સેવન કરવાથી વૃદ્ધાવસ્થા કદી આવે નહી ગોરખમુંડી પંચાંગ (ફુલફુલ બીજ, મુળ, પાંદડાં ) લઇ ચુર્ણ કરી મધની સાથે થોડા માસ ખાયતો. કવી થાય વિદ્યા, બુદ્ધીવધે.

**ઇતી ગોરખમુંડી કલ્પ સમાપ્ત,**

વાંચક વર્ગના શોખીન ગૃહસ્થોએ બે આનાની ટીકીટ મોકલી આ પુસ્તકનો બીજો ભાગ મંગાવી લેવો. ૧૫૦ અખતરા દાખલ છે.

**ભટ. હરીલાલ ભગવાનલાલ વૈદ્ય.**
મુ. માણસા. પોષ્ટ ડાંગરવા—ગુજરાત.

# ધી ઇન્ડિયન જાદુગર ભાગ ૧ લો.

જેમાં એક હજાર ઉપરાંત જાદુઇ અખતરાનો મોટો સંગ્રહ કરવામાં આવ્યો છે, અને તેની સંખ્યાબંધ નકલો થોડા વખતમાં ખપી ગઇ છે, એજ તેના ઉપયોગીપણાની સાબીતી છે. કીમત રૂ૧ાા દોઢ પોષ્ટેજ વે. પે. ખર્ચ ગા૫. આ પુસ્તકના સઘળા વિષયો બાર

પ્રકરણમાં સમાવવામાં આવેલા છે—જાદુઇશાહી રંગવિદ્યા વારનીશનું કામ આતસબાજીના સેંકડો રમુજી પ્રયોગો વાઇન અને સરબતોની બનાવટ, આસમાનખેલ, વનસ્પતિ વર્ગખેલ, અદ્દભુત રસાયન ક્રીયાનાપ્રયોગો, અર્કઅત્તર અને તેલની બનાવટો કીમીયાશાસ્ત્ર, સોના રૂપાની બનાવટ, બનાવટી હુન્નરોનો સંગ્રહ ગણીતશાસ્ત્રની જાદુઇ ગણત્રી પ્રશ્ન ઉત્તર કોયડા વીગેરે ગંજીપાના પાનાની રમતો વીગેરેનો સમાવેશ કરવામાં આવેલો છે. તાકીદે મંગાવો.

## ધી ઇન્ડિયન જાદુગર ભાગ ૨ જો.

### શુદ્ધ ઇન્દ્રજાળના રમુજી ખેલો તથા ચિત્રોસહિત કી ૩૨) બે.

આર્યબંધુઓ આ પુસ્તક આજના જમાનામાં પોતાનું નામ પહેલુંજ પ્રગટ કરે છે જે વિષયો આજ સુધી બહાર પડયા નથી તેમજ હવે પછી પણ પડવા અશક્ય છે તેવા વિષયો આ પુસ્તકમાં દાખલ કરેલા છે. આ પુસ્તક કેવું અને કેટલું ઉપયોગી છે તેઆ નીચેની બાબત વાંચવાથીજ ખાતરી થશે—ટુંક સાર—સામુદ્રિકશાસ્ત્ર—સરોદાશાસ્ત્ર—નાસીકા જ્ઞાન—વશીકરણશાસ્ત્ર, કાગવિદ્યા, મંત્રવિદ્યા તંત્રખ્યાલ તથા ઘણી જાતના જંત્ર મંત્ર વીધિ સાથે—પક્ષીઓનું બોલવું અને તેથી ઉપજતું સુખ દુઃખ, જમીનમાં દાટેલું ધન જોવાના પ્રયોગો, આંખનું ફરકવું—મુસલમાની જંત્ર મંત્ર વીધી સાથે—ભુત, ડાકેણ, ચુડેલને કાઢવાના મંત્ર, હજરાયત ભરવાના મંત્ર, સર્પ વીંછીનું ઝેર દુર કરવાના મંત્ર, અદ્રષ્ટ વિદ્યાના પ્રયોગો—જુદુ જુદુ રૂપ ધારણ કરવાના પ્રયોગો—જ્યોતિષ વિદ્યા, કાળ જ્ઞાન હસ્તરેખાની સમજ વિગરે ઘણા વિષયો આ પુસ્તકમાં દાખલ કરેલા છે. તાકીદે મંગાવો આ પુસ્તક પાછળ કરેલી મહેનતના પ્રમાણમાં કીમત ઘણીજ ઓછી કરેલી છે—અમારો મુખ્ય હેતુ આવાં પુસ્તકો આર્ય

પ્રજામાં પ્રસીદ્ધ કરવાનો છે કીમત રૂ ૨) બે રૂપીયા. વે૦ પે૦ ખર્ચ માફ પુંઠું પાકું અને મજબુત બાંધેલું છે પાંચ પ્રત રાખનારને એક બક્ષીસ મળશે.

# વાડીલાલ મુનસફનો પ્રખ્યાત કેશ.

દરેક વર્ગનાં સ્ત્રી અને પુરૂષોને વાંચવા લાયક ચાલુ જમાનામાં બનેલો ઘડો લેવા જોગ—કદ ડેમી ચાર પેજી દોઢસો પૃષ્ટનું સારા પુંઠાથી બંધાવેલું મોટું પુસ્તક કીમત રૂ૧ાા દોઢ રૂપીયો વે૦ પે૦ ખરચ માફ—અમદાવાદના રહીશ અને હાલના બીમડીના સબજડજ મી૦ વાડીલાલ તારાચંદ ઉપર તેમની સ્ત્રીએ લગ્નના હક પુરા કરાવવા કરેલા દાવાનો આ રાજનગરમાં ચાલેલો એક વિચીત્ર કેશ—આ પુસ્તક એકજ વખત વાંચવાથી તેનાં ખરચેલાં નાણાંનો પુરતો લાભ મળી ચુકયો છે. તે ખાત્રીથી સમજવું. સુજ્ઞ ગૃહસ્થો આવું પુસ્તક ખરીદવા વીલંબ નહી કરતાં ત્વરાથી મંગાવી લ્યો.

# વ્યાધી વિનાશયાને દર્દીનો દોસ્ત.

વૈદકનું અમૂલ્ય હર વખતે ઘણુંજ ઉપયોગી પુસ્તક—જેમાં સઘળી જાતના રોગો ઉત્પન્ન થવાનાં કારણો તેનાં ચીન્હો અને ચીકીત્સા તથા તે ટાળવાના ઘણાજ અકસીર ઇલાજો સહેલાઇથી બની શકે તેવા છે સાધારણ વપરાતી કાષ્ટાદિક દવાઓનો તથા વનસ્પતિનો ગુણ દોષ અને ઉપયોગ આપેલો છે, દરેક જાતનાં ચુરણો અવલેહ ગુટીકાઓ, પાક બનાવવાની રીતો, સઘળી જાતની ધાતુ ઉપધાતુનું મારણ અને સોધન, શરીરની આરોગ્યતા સાચવવાના નીયમો, રૂતુનું આહાર વિહાર અને પથ્ય કુપથ્ય પાળવા વિષે, નાડી પરીક્ષા સ્ત્રીઓના સઘળી જાતના રોગોની ચીકીત્સા અને તેના ઉપચારો

આ પુસ્તક દરેક જણને ઘણુંજ ઉપયોગી છે. પુસ્તકનું કદ રૂમી સોળ પેજી પોણા ત્રણસો પૃષ્ઠનું છે. પાકુ પુંઠુ મજબુત છીંટના કપડાથી બાંધેલું છે—કીમત રૂ ૧॥ દોઢ પોષ્ટેજ વે૦ પે૦ ખર્ચ માફ.

## બુદ્ધિની વૃદ્ધિ યાને સદ્‌ગુણનું ઘર.

ચમત્કારીક વારતાઓનો સંગ્રહ—આ પુસ્તક એરેબીયન નાઇટસને મળતી ઢબનું હોવાથી વાંચનારને બહુ આનંદ અને ગમત આપનાર છે, તેમાંની દરેક વારતા ઘણીજ સમજણ લેવા જોગ શાસ્ત્રોના આધારથી ખરા બનાવની દાખલ કરવામાં આવી છે જેથી આવા વિષયો વાંચવાથી સ્ત્રી અને પુરૂષોનાં મન નીર્મળ થાય. સદ્‌ગુણ આવે અને શુદ્ધ બુદ્ધિ વધે તેમજ સ્વધર્મ ઉપર પ્રીતી અને દ્રઢતા વધે; આ પુસ્તક દરેક વાંચક વર્ગના સર્વે ગૃહસ્થોને ઘણુંજ ઉપયોગી છે; તેમાં આપેલા અલંકાર અને દ્રષ્ટાંતો એવાં તો સારા પાયાપર રચવામાં આવ્યાં છે કે હરવખતે તે વાંચવાને મન ઉશ્કેરાય છે; કદ ડીમી આઠ પેજી બસો પૃષ્ટ છે. કીમત રૂ ૧॥ દોઢ રૂપીઓ વે૦ પે૦ ખરચ માફ.

**મોટો લાભ**—ઉપરનાં પાંચે પુસ્તકો સામટાં ખરીદનાર પાસેથી રૂ ૭ સાત રૂપીયા લેવાગાં આવશે પોષ્ટેજ વે૦ પે૦ ખરચ માફ—તાકીદે મંગાવો આવો અમૂલ્ય અવશર નકામો જવા દેશો નહિ.

**હરીલાલ ભગવાનલાલ વૈદ્ય.**
અધિપતી આરોગ્યવર્ધક ઔષધાલય.

**મુ॰ માણસા પોષ્ટ ડાંગરવા પ્રાંતગુજરાત.**

## ધી ઇન્ડીયન જાદુગર ભાગ ૩ જો.

**અગાઉથી રૂ ૨) બે પાછળથી રૂ ત્રણ**

સંવત ૧૯૫૪ ના માગશર માસમાં છપાઇ બહાર પડશે.

**સંગીત ગાયન સંગ્રહ ભાગ ૧ લો છપાઇ બહાર પડયો છે** કીમત બે આનાની ટીકીટ મોકલી મંગાવી લેવો.

**છીનાળ છત્રીસી**—કીમત એક આનો.

**ઉસ્તાદી ગાયન સંગ્રહ**—શીલકમાં નથી.

ઇંદ્રજાળ મોટી શાસ્ત્રી અક્ષરની પૃષ્ટ ૨૨૫ કદ રોયલ સોળપેજી પાકાપુઠાની કીમત રૂ૧) એક. વે. પે. ખર્ચ ૦)≡ વધારે.

**રસરાજ મહોદધી ભાગ ૧ લો**—પ્રકીરીયુનાની અને જોગીરાજોની બનાવેલી દેશીઔષધીનું અપુર્વ પુસ્તક કદરોયલ આઠ પેજી પૃષ્ટ ૧૮૫ પુંઠું પાકુ છીંટના કપડાથી બાંધેલું છે. કીમત રૂ૧। સવા ટપાલ વી. પી. ખર્ચ માફ.

**રસરાજ મહોદધી ભાગ ૨ જો**—ઉપરના સઘળા વિસયો વાળું દળદાર પુસ્તક પૃષ્ટ અઢીસો પુંઠુ પાકુ છીંટના કપડાનું બાંધેલું છે. કીમત રૂ ૨।। વી. પી. ખર્ચ માફ.

**પાકપ્રદીપ**—સઘળી જાતના પુષ્ટાઇ માટે પાક બનાવવાની રીતો તથા વાજીકરણના પ્રયોગો છે મુળશ્લોક સહીત ભાષાંતર કદ રોયલ આઠ પેજી પૃષ્ટ ૯૦ છે કીમત બારઆના વી. પી. ખર્ચ માફ.

**રસમંજરી**—સઘળી જાતની ધાતુ ઉપધાતુનું મારણ સોધન અને અનુપાનો દાખલ છે તે સીવાય બીજા ઘણી જાતનાં દરદો માટે અનુભવી ઉપચારો છે. કદ રોયલ આઠ પેજી ૧૭૫ પૃષ્ટ છે. કીમત રૂ૧। વી. પી. ખર્ચ માફ.

તે સિવાય બીજી ઘણી જાતનાં પુસ્તકો રોકડેથી મળશે જવાબ માટે હમેશાં ટીકીટ અથવા રીપ્લાયકાર્ડથી લખવું.

**ભટ હરીલાલ ભગવાનલાલ વૈદ્ય.**
આરોગ્યવર્ધક ઔષધાલય.
**માણસા પોષ્ટ ડાંગરવા પ્રાંત ગુજરાત.**

**આર્ય બંધુઓને ખુશખબર, એકજ વખત અનુભવ લેવા અરજ છે.**

**સ્વર્ગવાસી પ્રખ્યાત વૈદ્યરાજ**

# ભટ. ભગવાનલાલ મનસુખરામ–સ્થાપિત.

## માણસા આરોગ્યવર્ધક ઓષધાલય.

સુજ્ઞ ગૃહસ્થો ? અમારા આ ઘણા લાંબા વખતથી ચાલતા આવેલા ઓષધાલયમાં આયુર્વેદી શાસ્ત્રોક્ત ચરક, સુશ્રુત, હારીત, ભાવપ્રકાશ, વાગભટ્ટ આદીક મહર્ષીઓની અનુભૂત રામબાણ ઓષધીઓ સંપુર્ણ વિધી સાથે ધાતુ ઉપધાતુઓની રસાદીક માત્રાઓ, અંજનો, ચુર્ણો, ગુટીકાઓ, અવલેહ, આસવ, પાક વીગેરે બનાવવામાં આવે છે. માટે હરેક આર્ય બંધુઓ પ્રત્યે વિનંતી કરવાની કે ખરી દેશી દવાઓ માટે ખાસ શોખ રાખનારા મહાશયો જો એકજ વખત અમારા કામની મુલાકાત લેશે તો તેમને ખાતરી થશે કે દેશી ઓષધોમાં પણ ચમત્કારીક ગુણો રહેલા છે. સાંપ્રતકાળમાં આર્ય ઓષધોનું કેટલું મહત્વ અને પ્રબળ હતું તેમાં કેવા કેવા ચમત્કારી અદ્‌ભુત ગુણો રહેલા હતા તે કોઇ વિદ્વાનોના જાણવામાં હશેજ પણ દેશકાળે કરી કલ્પ વૃક્ષરૂપી અમૃત ઓષધોનો લય થતો જાય છે. એ કેવું શોચનીય છે. માટે હરેક બંધુઓએ આવા કામમાં ઉત્તેજન થઇ તેને બનતો આશ્રય આપવો એ સ્વદેશાભિમાની આર્ય ગૃહસ્થોનો ધર્મ છે. તથાસ્તુ.

અડધા આનાની ટીકીટ મોકલવાથી પ્રાઇસ લીસ્ટ મફત મોકલી આપવામાં આવશે.

**ભટ. હરીલાલ ભગવાનલાલ. વૈદ્ય.**

**આરોગ્યવર્ધક ઓષધાલય.**

માણસા. પોષ્ટ ડાંગરવા. પ્રાંત ગુજરાત.